# શ્રી કોટીઅર્કનો છપ્પનભોગ.

ગદ્ય, પદ્યમાં રચનાર.

કવિ. પ્રભાશંકર શામળજી.

## અર્પણપત્રિકા.

શ્રી કોટીઅર્કના પરમ ભકત અમદાવાદના
વીસા ખડાયતા
વૈષ્ણવ ચુનીલાલ બાપુજી.
ઇષ્ટ ઉપર પ્રીતી વંસપરંપરાથી ચાલતી આવે
છે ને દર વરશે દરસન કરવા જાયછે. વાધા,
વસ્ત્ર, સામગ્રી, ચરણસ્પર્શ, ચરણામૃત,
સમાસમાનાં દરશનના અભીલાષી
જાણી આ પુસ્તક પ્રીતિપુર્વક અ-
ર્પણ કરૂંછું તે માન્ય કરશો.

અમદાવાદ.

ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૫.

કીંમત એક આનો.

# પ્રસ્તાવના

છપ્પનભોગ ધરાવવાનો રીવાજ શ્રી વલ્લભાચારીએ પ્રથમ કરયો એમ નથી. પ્રાચીન કાળનો ચાલતો આવે છે. શ્રી ક્રશ્ન ભગવાનને દુરીયોધને નોતરૂં કર્યું ત્યાં છપ્પન પ્રકારની રસોઇ કરી હતી. પણ વીદુરજી ભક્ત હતા તેનો પ્રેમ જોઈ ભગવાન ભાજી આરોગ્યા હતા. શ્રી કોટી અર્ક ભગવાન તે ખડાયતા બ્રાહ્મણ તથા ખડાયતા વાણીઆના ઈસ્ટ દેવ છે. અસલ એક ખડાયતા ગોરનું ભરણપોષણ બે યજમાંન કરતા હતા. ગધેસીંહ રાજાની વખતે નગ્ર ભંગ અગ્નીના પ્રકોપથી થયો ત્યારે બાવન ગામ વસ્યાં. બાદ શ્રી કોટીઅર્કની સેવા કરવા ખડાયતા ગોરના ગોર. ભટમેવાડા પંડયા રેવાશંકરને અમદાવાદના ખડાયતા ગોરે સોંપી. તે ઘણા વરસથી સેવા કરેછે તેમના વંશમાં પ્રેમાનંદ થયા, તેમણે સંવત ૧૮૯૮ ની સાલમાં લક્ષમીજી પધરાવ્યાં તેમના બે પુત્ર અંબાસંકર ને ગોવરધનભાઈ થયા તેમણે સંવત ૧૯૪૪ ના પ્રથમ ચૈત્ર વદી ૧ ને બુધવારને રોજે છપનભોગ ધરાવ્યો. તે સમયે કાંકરોલી વાલા શ્રી ગોપાલલાલજી મહરાજ પધાર્યા હતા. તેમને રૂ ૩૦૦ શ્રી કોટીઅર્કના મંદીરમાંથી ભેઠ મુકી હતી. ને બીજા વૈશ્નવોએ ભેઠ તથા પધરામણી કરાવી તેના રૂ ૭૦૦) એકંદર એક હજાર રૂપૈઆ ભેઠ થઈ હતી. ને ખડાયતા બ્રાહ્મણનું મંડળ ૮૫ થયું હતું.

[illegible]

વૈશ્નવોને ઊપદેશ કરયો તેનાં નામ પારેખ. સોમાભાઈ ગીરધરલાલ ત. લલુભાઈ ખુશાલદાસના ચીરંજીવી ભાઈ શંકરલાલ તથા મુળજી પ્રેમાનંદ તથા નાથજી બાપુજી તથા પરસોતમ વીઠલદાસ વીગરે મળીને એક જરીઆંનનુ નીસાંન (ધ્વજા) ચડાવી. ને રૂ ૫૧ ) નુ ચાંદીનુ ચક્ર ડેરા ઊપર ચડાવ્યું. ને ડુંગરપુરના ચોકસી. કસ્તુરચંદ ભગવાનદાસે રૂ ૧૧૧ આપી ધ્વજાડંડ એટલે પાવડી; પાટલી, ઘંટડીઓ તથા ચાંદીની ઘુઘરીઓ વીગરે વીચીત્ર રચના સોભાયમાંન તે સીખર પાસે ધારણ કરયું. ને ખડાયતા ગોરનો ભંડારો કરી દક્ષણા ભાવ સહીત આપી. તથા છપનભોગમાં સેવા સામગ્રા વીગરે મદદ કરનાર મોડાસાના વૈશ્નવ. સેઠ. દામોદર દલુચંદ તથા સેઠ. જગજીવન ગીરધરદાસ તથા થાંણાના મોદી. પરસોતમદાસ નારણજી તથા લાકરોડાના શા. દેવચંદ. તથા ભાઇચંદ. સુનાસણના કોઠારી. ગુલાબચંદ. બાયડના સેઠ. ભાઇચંદ રૂપચંદ, ચોઅલાના સેઠ. મગનલાલ મુળજી તથા સાંકળચંદ જેઠાભાઇ તથા. લેંબઊંટેડાના સેઠ. દામોદર અંબારામ. રૂપાલના શેઠ. ગુલાબચંદ વગરે આગેવાન મળીને ભેઠના રૂ ૯૬૦૧ ફુલ ભેઠ સહીત કરયા ને મોડાસા વીગરેના વીસા ખડાયતાના ફુલ ભેઠ સહીત રૂ. ૬૧૦૧ મુકયા. ને કપડવણજ, આતરસુંબા વીગરેના દસા ખડાયતા સેઠ. અમથા ગાંધી. આતરસુબાના ગાંધી. હરીવલવ અમીચંદ વીગરે પંચે મળી રૂ ૪૫૦૦ ભેઠ મુકયા. નડીઆદના દસાઈ. નાથજી સાંમળભાઈ વીગરે પંચ મળીને રૂ

 

૧૦૦૦ ભેઠ મુકયા ને વીસા ખડાયતા તથા દસા ખડાયતા અમદાવાદના વકીલ. ચમનલાલ કપુરચંદ વીગેરે તથા અડ· ધરવાસ, ધોડાસર, કઠલાલ, અલીણા, મહીસા, ખેડા માતર, મેહેમદાવાદ, તથા ઊમરેઠ તથા પંચમાહાલ, તથા ભરૂચ, કાંનમ, સુરત, તથા દક્ષીણ, કોકણ, ખાંનદેશ, ને કાઠીઆ-વાડ ધરા, બોદ્યાન, સોનધડ, વેરા, વીગરે મળીને ભેઠના રૂ ૧૧૦૦૦ મુકયા. ખડાયતા ગોરનુ માસ્તાંને એક સોનાનું છત્ર શ્રી કોટીઅર્કને ધરાવ્યું. ખડાયતા ગોરને જમાડી દક્ષણા આપી તે નીચે મુજબ—માતરના. મોતીલાલ તરફથી તથા પરી. વરજભાઈ રાયચંદે દક્ષણા આપી જનોડના શા. મોરા-રજી વીગરે પંચે મળી જમાડયા તથા માલપુરના સેઠ. જે-ઈતા ડુંગર વાળાએ જમાડી દક્ષણા આપી બીજી ગામો ગામથી માસ્તાંનની દક્ષણા તથા પોતાના ગોરને તથા ગોત્ર દેવીની પુજા કરી દક્ષણા આપી. ખડાયતા ગોરે જીજમાંન-ને આસીરવાદ દીધો કે તમારૂ કલ્યાંણ થજો, ખડાયતા. ખ· રખડતા, ખડાયતના રેહેનાર. તેથી ખરખડયા ખડાયતા નામ ખરખડવા ઊપરથી પડયું છે. ખડાયતા અસલથી ખડ ખડતા આવ્યા છે. તે ખડાયતા ખરખરડાટ કરે તોજ ખ-ડાયતા. વળી ખડાયત ગામમાં આવ્યા તેથી ખરખડયા વીના રહે નહી. ગોત્રદેવ્યાની પુજા માટે એક દીવશ તાળું રહ્યું છેવટે બંદોબસ્તનો દસ્તાવેજ થયો તે નીચે મુજબ.—

શ્રી કોટીઅર્ક મધે છપનભોગ થયો ત્યારે ખડાયતા બ્રા-હ્મણ તથા ખડાયતા વાણીઆઓની ગોત્ર દેવીઓનુ પુજન

કરાવે તેના દસ આના ખડાયતા ગોરને આપવા; કદાપી ખ-
ડાયતા ગોર આવ્યા નહી હોય તો જે પુજન પૈસા ખડા-
યતા ગોરના આવે અગર વધારે આવે તે પૈસા શ્રી કોટી-
અર્કજીના ભંડારમાં રહે. આ ઠરાવ દસ આના પુજનની દ-
ક્ષણા સુધાંત કર્યો છે તે સરવે ગામોની ખડાયતા વાણીઆ
વીસા તથા દશા મલીને શ્રી કોટીઅર્કના સેવક અંબાશંકર
તથા ગોરધન પ્રેમાનંદની રૂબરૂ પંચે ઠરાવ નક્કી કર્યો છે તે
સરવે ખડાયતા ગોર તથા ખડાયતા વાંણીઆઓને પાળવું.
બીજુ ખડાયતા ગોરને અત્રે આવેલા હોય તો ઉપર લ-
ખેલા દસ આના ખડાયતા ગોર લેઈને પુજન કરાવે ને ક-
દાપિ ખડાયતા ગોર નહી હોય તો સરવે પૈસા મંદીરમાંજ
જમે થશે. સંવત ૧૯૨૪ ના પ્રા. ચૈતર વદી ૩ શુકરને દીને
આ દસ્તાવેજ શ્રી કોટીઅર્કમાં સર્વે ગામના પંચ સમસ્ત
થયો છે.

દેસાઈ. નાથાભાઇ સામળભાઇ સહી નડીઆદના દા. પોતે.
દેસાઈ. મોહોલાલ છગનલાલ સહી નડીઆદના દા. પોતે.
પરી. વરજીવનદાસ લલુભાઈની સહી ખેડાના
મોદી—પરસોતમ નારણજી સહી દા. પોતે મોડાસાના
શ્રી કોટચરકજી છપનભોગ થયો ત્યારે ઠરાવ થયો છે.
લખીતંગ શા. સીવલાલ જગજીવન પંચ સમસ્ત લખ્યું
છે મોડાસાના.

આ દસ્તાવેજ અસલ નકલ મોડાસાના સેઠ દામોદર
દલુચંદને ઘેર મુકયો છે.

# श्री कोटीअर्कना छप्पनभोगनुं वर्णन.

( અલબેલા આવોરે, જીવણ જમવાને. ) એ રાગ.

શ્રી કોટી અર્કજીરે છપનભોગ જમે,
ઇંદ્રાદીક દેવોરે વૈશ્નવ સહુને ગમે;
કંસાર કરયો છેરે કેશવ તમ કાજે,
સીરોને સેવોરે છબી તે બહુ છાજે;
કણુસાઇ કરયા છે માલપુવા પુરી,
સીખંડ બાસુદી રે ધારી નથી અધુરી;
ખાજાં છે તાજાં રે મેસુર પાક કરયો,
આખી બુદીનો રે મોહનથાળ ધરયો;
છુટી બુદીને રે પીસી બુદીના,
કેસરીઆ બાબર રે સપેતી ઊદીના;
મગદળને માંડારે ઘેબર સીખોરી,
ખરમંડા પોળી રે રસ કેરી ઘોરી;
વેસણુની કીધી રે મોહનથાળ વળી,
અમૃતના જેવો રે અમૃત પાક કળી;
દુધપાક કરયો છે રે દુધા ધારી ધારી,
ત્રીધારી ચોધારી રે સાતે સુધારી;
સોમ કીરણ સુંદીર રે રવી કીરણ લાડુ,
મેવા માંહી નાંખીરે પ્રભુને જમાડુ;
સાકરનો સીરો રે પયથી પાકેલો,
કરયો સાત પ્રકારે રે તે પેલો મેલો;
સેવલાડુ સીખોરી રે માંડા સુતરફેણી,
માવાની સુંદીર રે સેવ વણી ઝીણી;
તવા પર પુરી રે કચોરી કીધી છે,

મઠડા લોચાઈરે ઘ્રતમાં પીધી છે;
સુરવટા સુંદીર રે ભલા સકરપારા,
ગગન ગાંઠીઆ રે સર્ણેથી તે સારા;
દાબાને‌ા લાડુરે દુધી મનોરને‌ા,
ઇંદ્રાસા કીધારે આખી બાબરને‌ા;
સોનાના વરગેરે સામગ્રી સરવે,
સુલભ સેવકને રે પ્રેમ ભરી ધરવે;
મુખ સનમુખ આગળ રે મુખ વીલાસ ધરી,
ગુંજ્યાની જાતો રે જોતાં ત્રીસ કરી;
માંહી માઠ ધર્યો છે રે સવા મણ ભારી,
જમજો જીવણજી રે ચીતે ધારી ધારી;
ચંદ્રના જેવી રે ચંદ્ર કળા કીધી,
સુપેત કેસરીઆ રે ચાસણીએ પીધી;
માંખણનાં વડાંરે માલાવાને કાજે,
દહીનાં દહીથરીઆંરે આરોગો આજે.
સામગ્રી મધ્યે રે મેવો નાંખ્યો છે,
હોય નુન્ય અધીકોરે ભાવે ભાખ્યો છે;
કાજુ કરમદને રે કમરખ કેરી છે,
કેળાં સોનેરી રે જાત અનેરી છે.
કેસર કસ્તુરી રે ખસખસ ખારેકો,
ખસખસને ખારેક રે ડાઢમની કળીઓ;
ચારૂ ચારોળી રે બરાસ બદામો;
અનારસ મેવોરે જમતાં સુખ પામો,
શ્રી ફળ સોપારી રે સીતાફળ જાંબુ,

જાયફળ નારંગી રે લીંબુ મીઠાં આંબુ;
રામ ફળને રાયણુ રે મગફળીઓ સેતુ;
ફનસને પીસ્તાં રે જામફળો હેતુ;
અખોડ મખાંણા રે આલુ મેવો છે,
બદ્રી ફળ બહુ વીધરે મેવો કેવો છે;
તજ અંબર પીપર રે મરીને જાવ્યંત્રી,
ઇલાઅચી અરગજ રે કોણ કળે ગણુત્રી;
અંજીર સીંઘોડાં રે પુવાને પાક દહી,
તીલ ટોપરૂ સેલડી રે ખજુરાં ખાંડ સહી;
ભલો ભાત બન્યો છે રે કમોદે કેસરીઓ,
તુવેરની દાળજ રે જાણે ચંપા કળીઓ;
વડીનીજ સાથે રે કડીને વધારી,
ચણાને વટાંણા રે જમો પુરી ખારી,
પીળા છે પાપડ રે ચંદ્ર થકી ચળકે,
સોનાના વરગે રે ફેસરીઆ ઝળકે;
સુરણ રતાળુ રે કાચલીઓ ઘણીઓ,
બીજ ચળકે જોતાં રે જેવી હીરા કણીઓ;
આદાનો બેરંજ રે પરવર કારેલાં,
બેગણને ટેંડુ રે શાકાં બહુ મેલ્યાં;
ગલકાંને ભીડારે ભાજી તાજી છે,
વીદુરની પેઠે રે પ્રભુ તો રાજી છે;
સકરકંદ દુધી રે બટાકાને ફોલી,
આરીઆંને તુરીઆં રે શાક સરસ છોલી;

ચોળાની ફળીઓરે ગરવારની પરદેસી,
વાલોળ્યો વાલજ રે કીધા છે દેશી;
રાયતાં રાઇ મેળી રે ભેળી દહીં સાથે,
ચાલીસ પ્રકારે રે જમો જીવણ હાથે;
ભાવે પ્રભુ તેવાં રે ભજીઆં કીધાં છે,
ફળાંને કોરૂ રે ગલકાં લીધાં છે;
બેગણુ રતાળુ રે વેસણ ભાજીનાં,
અથાંણાં કીધાંરે કેરીઓ તાજીનાં;
રાયતાં ગળ કેરી રે મોરબો સાકરનાં,
બહુ વીધ બનાવ્યાં રે અથાણાં ઘર ઘરનાં;
સહુ શોભા નીરખી રે જોણે નેત્ર ભરી,
ગર્ભ વાસ ન આવે રે નર ને નાર ફરી;
કુમકુમ ઘોળીને રે કેસર પીચકારી,
અબીલ ઉડે છે રે સુગંધી બહુ સારી;
ગુલાલે ગરદી રે રવી છાંયો દીવશે,
અંબરને અંતર રે છાંટે એક થશે;
ગગનમાં ઊડેરે અંગ થયાં રાતાં.
નરધાંને તાળજ રે રંગ મચ્યો ગાતાં;
ફુલની માળાઓ રે ફુવારા બહુ છુટે,
આનંદની હેલી રે પ્રેમી જન લુટે;
ચંદનનાં તીલક રે કેસરને છાંટી,
ચાંદીને કટોરે રે રમે અવળી આંટી;
હરીને હીંડોળે રે ચાંદી ચળકે છે,

મેનાંને મોરજ રે સોને ઝળકે છે;
ચંદનની વ્રસ્ટી રે ત્યાં દેવે કીધી,
અંત્રીક્ષ વિમાને રે રસરેલી પાધી;
મધુરા સ્વર ગીતે રે ગુણી ગાંધર્વ ગાતા,
વાજીંત્ર વાજે રે છત્રીસ સોભાતા;
થેઇ કાર થયો છે રે ઘુઘરીને ધમકે,
અનહદ હદ વાળી રે ઝાંઝરને ઠમકે;
મનોહર મુખડે રે કોટી રવી ચળકે,
આભુસણ અંગે રે સોળ કળા ઝળકે;
નખતારા ભ્રગુટી રે અધર બીંબે ઓપે,
મંદહાસ વદનનું રે મુખ પંકજ પોપે;
સુખને જેવારે ઇંદ્રાદીક આવ્યા,
સારદને નારદ રે સેષ સહીત ભાવ્યા;
રવીસસી રંનાદે રે ઉમાશંકર આપે,
બળી વ્યાસ વીભીશણુ રે જનનાં દુખ કાપે;
ઓછવ અવલોકી રે આનંદની હેલી,
ગરએ ગીત ગાતી રે સુંદીર સાહેલી;
પુરવને પુન્યે રે હું દરસન પામ્યો,
અહીં જનમ મરણુનો રે સહુ ફેરો વામ્યો
સુખ સાગર લેહેરી દે દરસનથી દાખી,
વૈશ્નવ શ્રોતા જન રે ઉર રોકો રાખી;
અભાગી અંધારે જનમ એળે ખોશો,
પડવાને નરકેરે પરદારા જેશો;
સુક્રીત સહુ નાસે રે પાપ કરમ પેઠે,
પછી નરકે પડશે રે મહા દુખ તે વેઠે;
સીક્ષા સુણીને રે હરદે ઊતારી;

આ મુનશા દેહી રે આવી વીચારી;
ભક્તિ ભાવ સહીતે રે ભવજળ ઊતરીએ,
ચોરાસી ફેરા રે પછી શાને ફરીએ;
છેલી એક ટુકજ રે **પ્રભાશંકર** ભાખે,
એક દીનની *ખટકી રે કોઇ વીરલો રાખે.

## છપન ભોગના આઠ ઓછવના

### દોહરા.

ચઈતર સુદી અસ્ટમી, બુધવાર બુધવંત;
ઓછવ કોટીઅર્કનો, ડોળજ ખેલ વસંત. ૧
કેસરની પીચકારીએ, છાંટયો સરવ સમાજ;
ડોળ ખેલ રચના રચી, શોભીત વાજે સાજ. ૨
લાલ થયાં ગુલાલથી, વૈશ્નવ કેરાં અંગ;
ગગન લાલ ગરદી થકી, સઊને અંગ ઉમંગ ૩
ચઈતર સુદી નવમીએ, ગરવો જે ગુરૂ વાર;
જનમતીથી રઘુરાયની, સુખ સીંધુજ અપાર. ૪
ભક્ત ભીડ ભારે થઇ, આવ્યા શ્રી હનુમંત;
દરસન શ્રી દેદારનાં, પામ્યા માહામહંત. ૫
ચઇતર સુદી દસમીએ, ભ્રગુ ભલેરો વાર;
દશરાને દીપમાળીકા, શોભા અપરમ પાર. ૬
સ્વારી જે દસરા તણી, શણગાર્યા તોખાર;
ચંમર ચારે પાસથી, ઉડે ચળકી દાર. ૭
દીપમાળ દીવા થકી, દીવાળી ઊદ્યોત;
અનંત દીવા તે સમે, ચંદ્રે ચળકીત જોત. ૮
ચઇતર સુદી એકાદશી, શનીવાર સુખકંદ;
પ્રમોદ ઓછવ કુંજયનો, સહુને ઊર આનંદ. ૯

---

*મરવાની બીક.

ખુશી વીવા ખેલની, થઇ છે વીવીધ પ્રકાર;
તે સુખ વૈશ્નવ પામીઆ, લીલા અપરમ પાર. ૧૦
ચઇતર સુદી દ્વાદશી, રવીવાર અનુસાર;
જળ રથ યાત્રા ત્યાં કરી, ઝીલ્યા જળ સુખકાર. ૧૧
રથમાં રાજે શ્રી હરી, મંડપમાં મહરાજ;
ચાર તરફ રથ ફેરવ્યો, સેવક સરીયું કાજ. ૧૨
ચઇતર સુદી તીયોદશી, સોમવાસ સુખકંદ;
નંદ મહોચ્છવ તે સમે, અતી થયો આનંદ. ૧૩
દધી કીચ બહુ તે વખતે થયો, નંદ જસોદા માત;
દરસન આપ્યું સર્વને, પ્રેમ ભરી સાક્ષાત. ૧૪
ચઇતર સુદી પુરણીમાં, મંગળ જે કરનાર;
હીંદોરે ફુલ મંડળી ઝુલ્યા વિશ્વાધાર. ૧૫
હીમ હીંદોળે હીંચતા, ચંમર ચારેપાસ;
ફુલ ફુવારા ઊડતા, જળકસી પંખા પાસ. ૧૬
ચઇતર વદ પડવાદીને, બુધવાર બુધવંત;
છપનભોગ આરોગીઆ, કોટીઅર્ક બળવંત. ૧૭
સામગ્રી મંડપ વીશે, ધરી ભરી સખડી સર્વ,
અનસખડી તે અનુક્રમે, પુરણ જાણી પર્વ. ૧૮
ગોસ્વામી બીરાજીને, બોલે જયજય બોલ;
વૈશ્નવ જયજય બોલતા, કીધો અતી કલોલ. ૧૯
ઈંદ્રાદીક ત્યાં આવીઆ, બ્રહ્મા ભણતા વેદ;
ચંદ્ર ચકીત તે દીન થયા. અર્ક પામીઆ ભેદ. ૨૦
સારદ નારદ સેશને ઊમા સહીત મહાદેવ;
ગણુનયક લાયક કહુ આવ્યા તે અશ્વમેવ; ૨૧
પુષ્પ વીમાને બેસીને, અંત્રીક્ષે અદર્શ,
ચંદનની વ્રષ્ટી કરી, વૈશ્નવ જનને સ્વર્શ. ૨૨
અડસઠ તીરથ આવીઆ, અદભુત શોભા જોઈ;
અનહદ વાજાં વાગીઆ, પ્રેમેથી ચીત મોઇ. ૨૩

ભરતખંડ ભુલોકમાં, કીધો જયજય કાર;
પ્રભાશંકર પ્રેમથી એમ કરે ઊચાર. ૨૪
રાજ નગરમાં વાસ છે, મહીસામાંહી મુકામ;
નાત ખડાયત ગોર છું, કરૂં કવિતાનુ કામ. ૨૫
શ્રોતા જન સહુને કહું, ધરો ઇસ્ટનું ધ્યાન;
ચાર પદારથ આપશે, કોટીઅર્ક ભગવાંન. ૨૬

## સદ્દગુણી પુરૂશને ગ્રહણ કરવાની વારતા.

### શ્રી ઠાકોરજી છપનભોગ જમ્યા ને આપણે છપન પ્રકારના નીમ પાળવાનું.

| | તજવા વીશે. |
|---|---|
| ૧ સુરજ ઊગતા પેહેલુ સ્નાંન કરવુ. | ૧ કામ. |
| ૨ સંધ્યા કરવી. | ૨ ક્રોધ. |
| ૩ સેવા. | ૩ લોભ. |
| ૪ જપ. | ૪ મોહ. |
| ૫ વૈશ્વ. દેવ. | ૫ મત્સર. |
| ૬ તરપણ. | ૬ નીંદા. |
| ૭ ગુરૂ સેવા. | ૭ અહંકાર. |
| ૮ ગોર સેવા. | ૮ નાત ભંગ. |
| ૯ બ્રાહ્મણ સેવા. | ૯ જુઠું કલંક. |
| ૧૦ સાધુ સેવા. | ૧૦ ગુરૂ દ્રોહ. |
| ૧૧ અભ્યાગતને અંન. | ૧૧ ગોર દ્રોહ. |
| ૧૨ પીત્રી પીંડ દાન દીવસ ઉપર. | ૧૨ બ્રાહ્મણ દ્રોહ. |

| | |
|---|---|
| ૧૩ શ્રાદ્ધ | ૧૩ પીતા દ્રોહ. |
| ૧૪ સંવછરી. | ૧૪ માતા દ્રોહ. |
| ૧૫ તીરથ શ્રાદ્ધ. | ૧૫ ગૌ દ્રોહ. |
| ૧૬ ભગવત સમરણ. | ૧૬ સંત દ્રોહ. |
| ૧૭ દયા. | ૧૭ દેવ દ્રવ્ય. |
| ૧૮ દીનતા. | ૧૮ બ્રાહ્મણ દ્રવ્ય. |
| ૧૯ દાસત્વ. | ૧૯ પાખંડ ભેદ. |
| ૨૦ અંનદાન. | ૨૦ સરોવર પાળભંગ. |
| ૨૧ ગૌદાન. | ૨૧ મીત્રી દ્રોહ. |
| ૨૨ ગુપ્તદાન. | ૨૨ ઘર દહન. |
| ૨૩ જળદાન. | ૨૩ આત્મ ઘાત. |
| ૨૪ વીદ્યાદાન. | ૨૪ જીવ હીંસા. |
| ૨૫ કંન્યા દાન. | ૨૫ મદીરા પાન. |
| ૨૬ ધંનદાન. | ૨૬ ચોરી. |
| ૨૭ વ્રતદાન. | ૨૭ વ્યભીચાર. |
| ૨૮ તીરથદાન. | ૨૮ બ્રહ્મવ્રતી છેદન. |

## પુર્વના શુભ સંસકારી પુરૂષની વારતા.

અધીકારી પુરૂષ ભગવતને બ્રાહ્મણમાં ભેદ જાણતા નથી. ચોકારી ગામના શા. જીવણ ભગત એમ કેહેતા હતા કે ખડાયતા બ્રાહ્મણો ગોસ્વામી કરતાં વધારે માનવા જોગ્ય છે કારણ કે. કોઈ બીજાનો દાન પ્રતી ગ્રહ કરતા નથી એક ઓરા ગામના શેઠે વાત કહી કે. મને ખડાયતા ગોરે.—રા-

ત્રીની વખતે એક ૧૦૦ ગાળો દીધી પણ મેં એક દીધી નહી પણ એટલુ નહી તે ગોર. સવારમાં મારા ઘર આગળ થઈ જતા હતા તે વખતે મેં તેમને કહ્યુ કે, મહરાજ પાયેનમુ. એજ વખતે તે ગોર મારી પાસે આવીને કેહેવા લાગ્યા કે ભાઈ કાલે સાંજે તો મેં તને બહુ ગાળો દીધી ને અત્યારમાં મને પાએનમુ કોહો છો આ શું : ત્યારે વાણીઓ કેહે છે કે શ્રી ક્રશ્ન ભગવાનને ભ્રગુ રૂષીએ લાત મારી ત્યારે ભગવાને કહ્યું કે મહરાજ મારી છાતી કઠણ છે ને તમારા ચરણ કોમળ છે તેથી લાવો જરા પંપાળુ. આ વાણીયામાં પ્રભુ વશેલા તેનુ કલ્યાંણ છે.

## છપ્પનભોગની સામગ્રી.

## જાહેર ખબર.

સ્વજ્ઞાતીને મદદ આપવાનો નાગર લોકોનો રીવાજ છે. પરંતુ અમદાવાદના સેઠ. હઠીસીંહ કેસરીસીંહે પોતાની નાતના ગરીબ માણસોને ઘેર. ઘઉંના કોથળા મોકલાવેલા. અંન માસ ૧થી ૬ માસ સુધીનું આપી ભરણ ભોષણ કરેલું તે કરતાં વીધાના દાનનુ ભરણ પોષણ કરનાર સ્વજ્ઞાતીમાં. ખડાયતા વાણીઆ. ઉમરેઠના. હાલ. મુબાઇમાં ગોકલદાસ કહાનદાસ તથા હરગોવિંદદાસ દુવારકાંદાસ કાંટાવાળા, ભરૂચ વાળા પરમાનંદદાસ ભોળાભાઇ, તથા લલુભાઇ પ્રાણવલભદાસ પારેખ નડિયાદના. દવારકાંદાસ નંદલાલ, કાળીદાસ જેઠાભાઇ, કેશવલાલ મોતીલાલ, જેકીશન